ગાંડીવ બાલોદ્યાનમાલા
પુષ્પ : : આઠમું

# જય બજરંગ!

લખનાર

નટવરલાલ વીમાવાળા



પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦–કેળાંપીઠ

સુરત

પરમ પ્રતાપી
કેસરવસાળી
શક્તિ, ભક્તિ
અને
બ્રહ્મચર્યને પ્રભાવે
અમર બનેલા
શ્રી
રામસેવક હનુમંત
જેવા
બળવાન અને નીતિમાન
બનવાની
આશિષ સાથે

શ્રી ______________________

______________

ને પ્રેમપૂર્વક ભેટ

______________

(૧)

શ્રાવણ મહિનામાં ગોકળ આઠેમ આવે છે તેની તમને ખબર છે. તે દિવસે તમને સારૂં સારૂં ખાવાનું મળે છે. નવાં નવાં લુગડાં પહેરીને મેળામાં પણ જવાનું મળે છે. તે દિવસ એક મોટો તહેવાર ગણાય છે. એનું કારણ જાણો છો? હજારો વરસ પર આપણા દેશમાં શ્રી કૃષ્ણ ભગવાન નામે એક મહાન વીર થઈ ગયો. તેણે ઘણાં મહાન કામો કર્યાં છે. દુનિયામાં માનવીઓ પર તેમના ઉપકાર થયા છે. માત્ર તે જમાનાના માણસો ઉપરજ નહિ, આપણા પર પણ તેમના ઘણા ઉપકાર ચાલુ છે. તે વળી કેવી રીતે, એમ તમે પૂછશો. કેમકે કૃષ્ણ ભગવાન તો ક્યારના સ્વર્ગવાસી થયા, તો પછી હવે તેઓ આપણા પર ક્યાંથી ઉપકાર કરે! પણ હું તમને એ બીના સમજાવીશ.

કૃષ્ણ ભગવાને ગીતાજી નામની એક ચોપડી બનાવી છે. આ ચોપડી જેવી બીજી એકે ચોપડી આખી દુનિયામાં

નથી એમ મનાય છે. એમાં એટલો બધો બોધ ભરેલો છે, કે કોઇ માણુસ તેમાંથી થોડુંક વાંચીને પણ તે પ્રમાણે વરતે તો તેનું જીવ્યું સફળ થાય. આ ગીતાજીની ચોપડીની કરોડો નકલ દર વરસે છપાય છે, અને વંચાય છે. કરોડો માણુસ તેમાંથી શીખામણ મેળવે છે, સારે રસ્તે ચઢે છે અને જીંદગી સુધારે છે. હિન્દુસ્તાનમાંજ નહિ, પણ આખી દુનિયામાં એ ચોપડી વંચાય છે. બોલો, હવે કૃષ્ણ ભગવાનનો દુનિયા પર ઉપકાર ખરો કે નહિ?

આ ગીતાજીમાં એક ઠેકાણે એવું લખેલું છે કે જે વસ્તુમાં કંઈ પણ સારૂં તત્વ રહેલું હોય તેટલો તેમાં દેવતાઈ અંશ છે. દાખલા તરીકે ચાંદામામામાં કેવી રૂપેરી શીતળતા–ઠંડી છે? એ ઠંડી દુનિયાના માણુસોને કેવું સુખ આપે છે?—તેમનાં મન કેવાં ઠારે છે? ત્યારે એટલો ચાંદામામામાં દેવતાઇ અંશ ગણાય. બીજો દાખલો તમારોજ લ્યો. તમે બહુ ભલા છો. કોઇને પણ દુ:ખી જોઇને તમને લાગણી થઇ આવે છે. રસ્તે જતાં કોઇ લંગડા ભિખારીને તમે જુઓ એટલે તરત તેને મદદ કરવાનું તમને મન થાય. કોઇ ઘાતકી માણુસ ગાયને મારતો હોય તો તેને છોડાવવાની તમને ઇચ્છા થાય. જો આવું તમને થતું હોય તો એટલો તમારામાં દેવતાઈ અંશ ગણાય. પણ એથી

કંઈ ભુલાવું નહિ. દુનિયામાં તો ઘણા ઘણા સારા માણસો એવા થઈ ગયા છે કે તમે તો તેમની કંઇ વિસાતમાં નથી. અલબત્ત, તમે પણ મહેનત કરો તો તેવા થઈ શકો. થોડા ઘણા પણ આગળ વધી શકો; પણ તેઓ કેવા કેવા થઇ ગયા છે તે જાણવાની જરૂર છે.

(૨)

એવા એકની વાત આજે હું તમને કહેવાનો છું. એનામાં પુષ્કળ દેવતાઈ અંશ હતો. એ હતો તો વાંદરો, પણ આજે હજારો શું, લાખો માણસો એની પૂજા કરે છે. એને પગે લાગે છે. એના તરફ બહુજ માનથી જૂએ છે. માણસ જેવા માણસ વાંદરાને પગે લાગે એ કેવું વિચિત્ર? છતાં તમે પણ ઘણીવાર હનુમાનજીને પગે લાગ્યા હશો. એનું કારણ શું? કારણ એટલુંજ કે એ વાંદરામાં કૃષ્ણ ભગવાને ગીતાજીમાં લખ્યું છે તે મુજબ દેવતાઈ અંશ હતો. તેનામાં જોર એટલું બધું હતું કે ભલભલાને પાણી ભરાવી દે. પણ તે જોર તેઓ કદિ કોઇનું બૂરૂં કરવામાં વાપરતા નહિ. હંમેશાં સારાં કામમાંજ વાપરતા. બીજાઓની સેવા કરતા. દુનિયાનું ભલું થાય તેમાં રાજી રહેતા. તેમના જેટલી શક્તિ તો કોઈનામાં આવે નહિ, છતાં શક્તિ મેળવવા માટે લોકો એમનેજ પ્રાર્થના કરે છે. તમે કોઇ વાર કોઇક અખા-

ડામાં તો ગયાજ હશો. ત્યાં હનુમાનજીની છબી નહિ હોય એવું બનેજ નહિ. અખાડામાં કોણ જાય? જેને શરીર સુધારવું હોય તે બધા જાય. તમારે પણ જવુંજ જોઇએ, અને રોજ કસરત કરવી જોઇએ. કસરત કરો તો તમને કોઈ દહાડો મંદવાડ આવે નહિ અને ખાઓ પીઓ ને મઝા કરો. એટલે જેમને મંદવાડમાંથી બચવું હોય તે બધા અખાડે જાય. ત્યાં તેઓ હનુમાનજીનું નામ લઇ કસરત કરે, કુસ્તી રમે અને શરીર સુધારે. આ પ્રમાણે જેમને શક્તિ જોઇતી હોય તેઓ તો હનુમાનજીને બદલે "જય બજરંગ!" એમ પણ બોલે છે. બજરંગ એ હનુ-માનજીનું બીજું નામ છે. એનો અર્થ શું છે તે તમને આગળ જતાં સમજાશે. તે પહેલાં હનુમાનજીની વાતજ હવે હું શરૂ કરી દઉં.

(૩)

હનુમાનજીના બાપનું નામ કેસરી અને માનું નામ અંજની હતું. એ વાંદરબાઇને એવી ઇચ્છા કે મને બહુજ જોરાવર—બહુજ જોરાવર છોકરો થાય તો સારૂં. મને એવો છોકરો થવો જોઇએ કે જે આખી દુનિયાને હરાવી શકે, પણ કોઈ તેને હરાવી શકે નહિ—આમ તેને થતું. તેને એવા ને એવા વિચાર આવ્યા કરે એટલે એને જે છોકરો

થયો તે બહુજ જોરાવર થયો. તેજ આપણા હનુમાનજી. હનુમાનજી જનમ્યા ત્યારથી બહુ બળવાન—ભારે જોરાવર. તેઓ એવા તો જબરા હતા કે જન્મ થયા પછી તરતજ તેમણે એક મોટો કુદકો આકાશ તરફ માર્યો હતો. વાંદરભાઈ રહ્યા, એટલે કુદકો મારવાનો તો સ્વભાવ ખરોજ કની! વાંદરીનું બચ્ચું તો જન્મે ત્યારથીજ કુદવા માંડે. અને તેમાં આ તો સૌથીજ બળવાન વાંદરભાઈ. એટલે ઠેઠ આકાશમાંજ કુદકો મારી આવ્યા. આકાશમાં કુદકો માર્યો તો ત્યાં તેમને એક ફળ દેખાયું. એ ફળ ચકચક થયાં કરે. ગોળમટોળ. એવું રુપાળું કે હનુમાનજીને તે ખાઈ જવાનું બહુ મન થયું. મ્હોમાં પાણી છુટયું. એટલે તે ફળને પકડવા તેમણે વળી ઉંચો કુદકો માર્યો. પણ એ ફળ શું હતું તે જાણો છો? અરે, એ તો આપણા સુરજદાદા હતા સુરજદાદા. સુરજ તો આકાશમાંજ હોય કની? પણ બાળક હનુમાનજી શું સમજે? તે તો એને ગોળમટોળ ચકચકતું ફળ ધારી તેને પકડવાને ઉડ્યા. પણ સુરજ તો આપણામાં દેવ ગણાય છે. સુરજ, ચન્દ્ર, (વરૂણ) વરસાદ, પવન, બધાને આપણે દેવ ગણીએ છીએ. આ બધા દેવો જ્યાં રહે છે તે દેશનું નામ સ્વર્ગ. આ સ્વર્ગનો રાજા ઇન્દ્ર કરીને છે. તે બધા દેવોનો ઉપરી ગણાય છે. તેને અને

સૂરજને બહુ ભાઈબંધી. બંને જીવજાન દોસ્ત એટલે સૂરજની તરફેણદારી કરી ઈન્દ્ર હનુમાનની સામા લઢવા આવ્યો. પણ હનુમાન જેનું નામ? તે વળી ઈન્દ્રથી ગાંજ્યો જાય? હનુમાનજીએ તો ઇન્દ્રરાજાને જોતજોતામાં હરાવી નાંખ્યા. અને ઈન્દ્રરાજા બેભાન થઈને પડ્યા. પણ ઈન્દ્રરાજા બેભાન થઈને પડે તેમાં આબરૂ કોની જાય? સ્વર્ગના બધા દેવોની. પોતાનો રાજા ઘાયલ થઈને પડયો છે એમ સાંભળતાંજ દેવોને ઝાંઝ ચઢી. તેઓનું લશ્કર એકદમ હનુમાનજી પર ધસી આવ્યું.

(૪)

હનુમાનજી ગમે તેવા તોયે બાળક. જોરાવર તો બહુ, પણ ઝાઝી કીડીઓએ સાપને કેવો પજવ્યો તે વાત તો તમે પહેલી ચોપડીમાં વાંચી હશે.

ઝાઝા નબળા લોકથી કદિ ન કરીએ વેર,
કીડી કાળા નાગનો પ્રાણજ લે આ પેર.

તે મુજબ ઈન્દ્ર અને તેનું લશ્કર બધાંએ મળી હનુમાનજીને ખૂબ પજવ્યા. ઈન્દ્રની પાસે વજ્ર અથવા વજ્જરની ધાતુનું બનાવેલું એક હથિયાર હતું. આ વજ્ર ધાતુ એવી મજબૂત કોઈ પણ વસ્તુને તે કાપી નાંખે, પણ બીજી કોઈ પણ વસ્તુથી તેને નુકસાન ન પહોંચે. આપણે લોખં-

ડને ખૂબ મજબૂત ધાતુ માનીએ છીએ. આ વજ્જર ધાતુ એથીયે બહુ સખત અને કઠણ ધાતુ. અસલના વખતમાં એમ કહેવાતું. હાલ તો કોઈ વજ્ર નામની ખાસ ધાતુ જણાતી હતી. પણ કોઇ પણ વસ્તુથી ભાંગે નહિ તેવી ધાતુને આપણે વજ્જર કહીએ તો વાંધો નહિ. હશે. આ વજ્જર ધાતુનું હથિયાર ઇન્દ્રે ફેંક્યું તેનાથી હનુમાનજીનો પગ કપાઈ ગયો, અને તેઓ બેભાન થઇને પડ્યા.

હવે બનેલું એવું કે આપણા હનુમાનજીની મા અંજનીને અને વાયુદેવ નામના એક પવનના દેવને બહુ સારી પિછાન હતી. એ બેઉની વચ્ચે સારો પ્રેમ હતો. હનુમાનજી આમ બેભાન થયા છે એવી ખબર પડતાંજ આ વાયુદેવના જીવમાંથી જીવ ઉડી ગયો. તેને લાગણી તો થાયજ કેની? હમણાં તમારા કોઈ દોસ્તદારને વાગે ને તે બેભાન થાય તો તમને લાગણી તો થાયજ ને? તેમ આવા નાના નાદાન બચ્ચા સાથે ઈન્દ્ર જેવો મોટો રાજા લઢે અને તે બિચારા બાળક પર લશ્કર લઈ ચઢાઈ કરે, એ બધું જોઇ વાયુદેવને બહુજ ચીઢ ચઢી. હનુમાનજી પર તેમને પ્રેમ તો હોયજ. તેઓ તરતજ ઇન્દ્રની પાસે દોડી ગયા અને તેને ઠપકો આપવા લાગ્યા કે તમે આવા મોટા રાજા થઈને આમ નાના બચ્ચાં સાથે શું જોઇને લઢવા ગયા? એને

બેભાન કરીને તમે તે શી ધાડ મારી ? જરા શરમ નથી લાગતી ? આ સાંભળી ઈન્દ્રને શરમ લાગી. વળી વાયુદેવની સાથે લડાઈ કરવી અથવા તેનો ગુસ્સો વહોરી લેવો એ ઈન્દ્રરાજાને પાલવે તેમ નહોતું. કેમકે વાયુ તેનો એક મોટો સરદાર ગણાય. અને તે જો બળવો કરે તો ઈન્દ્રરાજાની ગાદી જોખમમાં આવી પડે. એટલે ઇન્દ્રરાજા પણ નમી પડયો કે ભાઇ મારી ભૂલ થઇ. તે માફ કરો. અને તે ભૂલ પેટે હું હનુમાનનો બદલો વાળી આપીશ. ઇન્દ્રરાજા પોતે ઘણો બળવાન. તે ઉપરાંત તે અમર પણ ગણાય છે. અમર એટલે જે માણસ મરે નહિ તે. દેવો બધા અમર ગણાય છે. ઈન્દ્ર પણ તેમનો સરદાર એટલે અમર ખરોજને ? તેણે હનુમાનને એવું વરદાન આપ્યું કે જા, તું પણ અમર રહેજે. વળી તારૂં શરીર વજ્જર જેવું બની જશે, તેથી કોઈ પણ માણસ તને કંઇ મારશે તો વાગશેજ નહિ. કોઈ જાતનો રોગ તને થશે નહિ; કે મંદવાડ આવશે નહિ. આવું વરદાન તેણે આપ્યું—એમ પણ કહીએ તો ચાલે કે એવું થાય તેના રસ્તાઓ ઈન્દ્રે હનુમાનને બતાવી દીધા. કોઈ દહાડો મોતજ આવે નહિ, મંદવાડ આવે નહિ, વાગે નહિ અથવા ગમે તેવું તોયે સહેલાઇથી સહન થઈ જાય એવું બળવાન શરીર હનુમાનનું બને એવી ચાવી ઈન્દ્રરા-

રાજાએ બતાવી. ત્યારથી હનુમાનજી વજ્રાંગ કહેવાયાઃ એ-ટલે કે જેનું અંગ—શરીર વજ્રના જેવું છે તે. વજ્રાંગ શબ્દ બોલતાં બોલતાં ફેરવાઈને બજરંગ થઈ ગયો. આથી હનુમાનજી હવે બજરંગ નામથી પણ ઓળખાય છે.

આ બધી વાત કોઈને ગપ્પાં જેવી લાગશે. સૂર્યને વળી પકડાય કેવી રીતે, અને આકાશમાં એટલે દૂર ઉડાય ક્યાંથી, અને એ બધું બને ક્યાંથી? કેમકે સૂર્ય તો આપણી આ પૃથ્વીથી ૯૧ લાખ માઈલ દૂર છે. એટલે એ વાતમાં મીઠુંમરચું ભભરાવેલું હોય; તો પણ તેનો સાર એટલો તો ખરો, કે હનુમાનજી બહુજ બળવાન. એવા બળવાન કે તેઓ સૌને હરાવે—પણ કોઈથી હારે નહિ. વળી તેઓ એવા હિમ્મતવાળા કે ગમે તેવું જોખમવાળું સાહસ ખેડતાં પણ ડરે નહિ; અને એજ એમનો ગુણ ખાસ શીખવા લાયક છે.

(૫)

આવા બળવાન, શૂરવીર, સાહસિક અને હિમ્મતવાન માણસને આશરો મળતાં કેટલીક વાર? દક્ષિણ તરફ કિષ્કિં-ધા નામનું શહેર હતું. ત્યાં સુગ્રીવ નામનો વાંદરાઓનો એક રાજા હતો. તેની પાસે રાજપાટ હતું નહિ. તેનું રાજ-પાટ તેના ભાઈ વાલીએ લઈ લીધું હતું; ને તે ઘરબાર પણ છોડી બેઠો હતો. આથી સુગ્રીવ મહા દુઃખમાં હતો.

આખી રાજગાદીજ ચાલીજ જાય તો પછી રાજાની દશા કેવી માઠી થાય? એવામાં એક દિવસ સુગ્રીવનો અને હનુમાનજીનો ભેટો થઇ ગયો. હનુમાનજીને જોતાંજ સુગ્રીવને લાગ્યું કે હાં! આ કોઈ ખરો શૂરવીર જણાય છે. એને આપણી સાથે રાખીએ તો સારૂં પડશે—કોઇ વાર પણ પાછું રાજ આપણા હાથમાં આવશે ખરૂં. માટે એ ભાઇને આપણી સાથે લેવામાં મઝા છે. એમ ધારી તેમણે હનુમાનજીને પૂછ્યું કે ભાઈ, હું દુ:ખીયારો તો છું. પણ તમે મારી મદદે આવશો? હું તમને મારા વજીર બનાવીશ. મારૂં રાજપાટ મારા ભાઇએ છીનવી લીધું છે. તે પાછું મેળવવાને માટે આપણે બે મહેનત કરીશું. મને તમારી મદદની જરૂર છે.

હનુમાનજી તો ભલા માણસ! તેઓ તો કોઇને પણ મદદ કરવાને ક્યાં ના પાડે તેવા હતા? તેમણે તો લાગલીજ હા કહી. સુગ્રીવે હાલમાં એક મોટા ઉંચા ડુંગર પર મુકામ રાખ્યો હતો. હનુમાનજી પણ તેમની સાથે ગયા અને રહ્યા. બંને ભેગા મળી ગયેલું રાજપાટ ફરી કેમ મેળવવું તેને વિષે મસલત ચલાવતા. સુગ્રીવ પાસે લશ્કર હતું ખરૂં. પણ તેનો નાનો ભાઈ વાલી બહુજ જોરાવર હતો. વળી તેનું લશ્કર પણ બહુ મોટું. એટલે તેની સાથે



માર્ગમાં પક્ષીરાજ સંપાતિ મળ્યા.

બાથ ભીડવામાં સુગ્રીવને બહુ જબરી ઓથની જરૂર હતી. તે અને હનુમાન બંને વિચાર કર્યાજ કરતા હતા કે વાલીને કેવી રીતે હરાવવો અને કેવી રીતે રાજ લેવું.



(૬)

એવામાં એક દિવસ તેમને ખબર પડી કે બે બહુજ તેજસ્વી રાજકુંવરો પાસેજ એક પંપા કરીને સરોવર છે ત્યાં આવેલા છે. ખબર લાવનારે કહ્યું કે આ બે કુંવરો બહુ બળવાન છે, અને ધનુષબાણ મારવામાં પણ ઉસ્તાદ છે. આ સાંભળી સુગ્રીવજીને બ્હીક લાગી. તેને એવો ગભરાટ થયો કે મારા ભાઇએ મને મારી નાંખવાને સારૂ આ દાવ રચ્યો છે અને કોઇ મારા મોકલ્યા છે. તેને બ્હીક લાગી તો ખરી પણ તરતજ હનુમાનજી યાદ આવ્યા. યાદ આવતાંજ તેણે તેમને બોલાવ્યા ને કહ્યું કે હનુમાનજી! આ કામ તમારા લાયકનું છે. તમે એ બે કુંવરોને મળી આવો. જુઓ, તેઓ આપણા દોસ્ત છે કે દુશ્મન? એ બધી વિગત ઝપાટાભેર લઇ આવો તો સારૂં થાય. હનુમાનજી તો તૈયારજ હતા. એ કામ મારૂં કહી તેઓ તો વિદાય થયા. અને છલંગ મારતા દોડી ગયા. ગયા તે હેઠ પેલા કુંવરો કને. હવે એ કુંવરો કોણ હતા તે તમે જાણો છો? મને લાગે છે કે તમે સમજી ગયા હશો. એકનું નામ

રામ અને બીજાનું નામ લક્ષ્મણ. બંને ભાઇઓ હતા. અયોધ્યા નામે શહેર હતું ત્યાંના રાજા દશરથના તેઓ છોકરા થાય. આમાંના મોટા રામની વહુ સીતા નામે હતી. તે ખોવાઇ ગઈ હતી. તેને કોણ લઈ ગયું છે અથવા તે ક્યાં ખોવાઇ ગઈ છે તે ખોળવા તેઓ નીકળ્યા હતા. ફરતાં ફરતાં તેઓ અહિં આગળ આવી લાગ્યા હતા. હજુ તેમને કંઈ પત્તો લાગ્યો નહોતો. તેઓ કંઈ સુગ્રીવના દુશ્મન નહોતા, કે વાલીએ મોકલેલા મારા પણ નહોતા. હનુમાનજી તેમને મળવા ગયા, અને સુગ્રીવ વિષે બધી વાત કરી. તેમણે પોતાની વાત કહી. અને અરસપરસ મિત્રાચારી બાંધવાને તૈયાર થયા. તેમણે કહ્યું કે અમે સુગ્રીવને તેનું રાજ પાટ મેળવવામાં મદદ કરીશું. ત્યાર બાદ તે અમને મદદ આપશે કેની? હનુમાનજીએ હા કહી. અને પછી થોડીઘણી વાતચીત કરી તેઓ સુગ્રીવને આ ખુશખબર કહેવા ચાલી નીકળ્યા. પણ આ મુલાકાતથી રામ લક્ષ્મણ બેઉની ખાતરી થઈ ગઇ કે આ હનુમાન બહુજ જોરાવર છે. એટલુંજ નહિ પણ તે બહુ બુદ્ધિશાળી છે. જો એની મદદ હોય તો આપણને લાભ થાય. અને એને હમેશને માટે આપણી સાથે રાખી લીધો હોય તો બહુજ કામ લાગે. આ વાંચતાં બાળકોને એક સવાલ થશે, કે હનુમાનજી તો વાંદરા હતા.

અને રામ લક્ષ્મણ તો માણસ. પછી એ બેયે વાતચીત કેવી રીતે કરી? અને એક બીજાનો ભાવાર્થ કેવી રીતે સમજ્યા? આ વાત બહુ જૂના ઇતિહાસની છે; એટલે આનો ખુલાસો મળવો મુશ્કેલ છે. કહેવાય છે કે આ બનાવ બન્યા પછી તો કરોડો અબજો વરસ વહી ગયાં છે. ખરી ખોટી વાત કોણ જાણે? પણ આપણે એટલું માની લેવાનું કે ક્યાં તો તે વેળાના જમાનામાં વાંદરાઓ બોલી શકતા હતા; અથવા તો માણસો વાંદરાની બોલી સમજી શકતા હતા. આ બેમાંથી એક તો હોવું જ જોઇએ ને? હશે. તે ગમે તે હોય. નજીવી બાબતને છોડી દેવી અને સમજવા લાયક બાબતો સમજીને તેમાંથી શીખામણ લેવી એજ ખાસ જરૂરનું છે.

(૭)

ઠીક ત્યારે. આ પ્રમાણે રામની સાથે પોતાની દોસ્તી હનુમાનજીએ સાંધી આપી, એટલે સુગ્રીવ તો બહુ હરખાયો. વાજતે ગાજતે રામને તે પોતાની છાવણીએ લઈ આવ્યો. તેમને માન આપ્યું. પછી મુદ્દાની વાત કાઢી. વાલી પર ચઢાઈ લઈ જવાનું નક્કી કર્યું. રામ લક્ષ્મણે સાથે આવવા હા પાડી. ત્યાર પછી એક મોટી લઢાઈ થઈ. વાલી અને સુગ્રીવ વચ્ચે જંગ રમાયો. આખરે રામની મદદથી વાલીની

હાર થઈ, એટલુંજ નહિ પણ તેનો જાન સુદ્ધાં ગયો, અને સુગ્રીવને રાજપાટ મળ્યું. તેણે ગાદીએ બેઠા પછી પોતાનો કોલ પાળ્યો. રામની વહુ સીતા ખોવાઇ ગઈ હતી તે ક્યાં છે તે ખોળવા તેણે પોતાના દશ વાંદરાઓને મોકલ્યા. તેમાં હનુમાન હતા, તથા વાલીનો છોકરો એક અંગદ કરીને હતો (તે બાપના મૂઆ પછી કાકા સાથે રહ્યો હતો) તે પણ હતો. આ વાંદરાઓની સરદારી હનુમાનજી પાસે હતી. પણ હનુમાનજીએ કોઈ દિવસ સીતાને જોએલી નહિ. એટલે ખોળવા જાય તોયે ઓળખે શી રીતે? તેને માટે રામે એક જુક્તિ કરી હતી. રામની પાસે એક વીંટી હતી. આ વીંટી એવી ખાસ બનાવટની હતી કે સીતાજ તેને ઓળખે. હનુમાનજીને આ વીંટી આપીને રામે મોકલ્યા.

તે લોકો શોધમાં ને શોધમાં ફરતા હતા. કંઇ પત્તો લાગ્યો નહોતો. એવામાં સંપાતિ નામનો પંખીઓનો રાજા રસ્તે મળ્યો. તે આકાશમાં ઉડતો ઉડતો આવતો હતો. તેને સીતા ક્યાં છે તેની ખબર હતી. એ વાત આ લોકોને તેણે કહી. તે બોલ્યો કેઃ લંકાનો રાજા રાવણ સીતાને ઉપાડી ગયો છે. તેણે એક બાગની અંદર તેને ગોંધી રાખી છે. આસપાસ ચોકી મૂકી છે. ચોકી પહેરો સખત છે. વળી લંકા જવાનું મુશ્કેલ છે. સમુદ્ર ઓળંગીને જવું જોઇએ.

તમારા કોઈમાં હિમ્મત હોય તો સાહસ કરો. એટલું કહી એ ભાઈસાહેબ તો રસ્તે પડ્યા. બધાએ વિચાર કર્યો, તે પરથી હનુમાનજીએ કહ્યું કે હુંજ લંકા જઈશ. જે બને તે ખરી. રામને વચન આપ્યું છે તે પાળવું જોઇએ. પછી ગમે તેટલાં જોખમ આવે તોપણ શું? બીજાઓને તેમણે કહ્યું કે તમે તમારે પાછા જાવ. હું એકલોજ લંકા જવાને ઉપડું છું.

એમ કહી તેમણે તૈયારી કરવા માંડી. પોતાનું સઘળું જોર તેમણે એકઠું કર્યું. મનમાં ને મનમાં ઇશ્વરની પ્રાર્થના કરી કે હે ઇશ્વર! આ સાહસ મેં ઉપાડ્યું છે. તેમાં મને ફતેહ મળે એવું કરજે. મારી લાજ રાખજે. મેં આપેલો કોલ પળાય એવું કરજે.

હનુમાનને આમ આ કામ કરવાની બહુ હોંશ હતી તેનું બીજું પણ કારણ હતું. રામ અને લક્ષ્મણ સાથે થોડા દહાડામાં તેને ખુબ પ્રીતિ બાઝી ગઈ હતી. બંને કુંવરો શુરા, એકવચની, માયાળુ, મળતાવડા હતા. તેમને અને હનુમાનને એટલું બધું ફાવી ગયું હતું કે હનુમાને પણ હંમેશ તેમનીજ સાથે રહેવાનું નક્કી કર્યું હતું. જન્મારો ગાળવો તો આમની સાથેજ એવું એમને ઠસી ગયું હતું. ત્યારથી એ બે રાજકુંવરનો પડ્યો બોલ તેઓ ઝીલી લેતા;

અને તેથીજ આ કામ માટે પોતાની બધી શક્તિ વાપરવાનું તેમણે નક્કી કર્યું હતું.

(૮)

ઠીક. હવે હનુમાનજી લંકા તરફ ઉપડે તે પહેલાં આપણે આ બધું ક્યાં બનતું હતું તે સમજી લઇએ. કિષ્કિંધા શહેર હાલમાં દખ્ખણ છે ત્યાં આગળ આવેલું એ તો હું કહી ગયો. હવે હિન્દુસ્તાનના દખ્ખણ ભાગની પેલી મેર દરીઓ આવેલો છે. તે દરીઆમાં થોડે દૂર લંકા નામનો બેટ હતો. આજે પણ છે, અને તે લંકાજ કહેવાય છે. પણ એમ કહેવાય છે કે તે આગલી લંકા અને આ લંકા જુદી. જુદી હશે કે એકજ તે કંઇ હવે અત્યારે નક્કી કરી શકાય એમ નથી. એક રસ્તો છે ખરો. પણ તે તો બને ત્યારે બને. તે રસ્તો આ. આપણા હનુમાનજી હજી જીવે છે. કેમકે તેઓ અમર હોઇ મરી શકે નહિ. એમ પણ લોકો કહે છે કે તેઓ હિમાલયમાં રહે છે. ત્યાંથી આવીને તેઓ જાતે આપણને કહે તો કંઈ બને. તેઓ મૂળ લંકા કઇ અને ચાલુ લંકા કઇ તે ખુલાસો કરી શકે. પણ તેઓ કંઇ આવે એવી નિશાની દેખાતી નથી. એટલે એ વાતોનો નિકાલ નહિ થાય. તેમ એ નિકાલ માટે આપણે બેસી પણ રહ્યા નથી. ઠીક ત્યારે. હનુમાનને છેક દખ્ખણના

નાકા પરથી લંકામાં જવાનું હતું. અને લંકા તથા દખ્ખણુ વચ્ચે જે દરીઓ હતો તે ઓળંગવાનો હતો. હવે દખ્ખણુ તરફને કિનારે મહેન્દ્ર કરીને એક ડુંગર—પહાડ હતો. આ ડુંગર પરથી મોટો જબરો કુદકો મારીને હનુમાનજીએ લંકામાં પડવાનું નક્કી કર્યું હતું. અને ઉપર તેમણે ઈશ્વરની પ્રાર્થના કરી એમ હું કહી ગયો તે પ્રાર્થના તેમણે ત્યાંથીજ કરેલી.

ભલે. પ્રાર્થના કર્યા પછી તેઓ તો યાહોમ કરીને કુદ્યા. તેમનો આ કુદકો રાક્ષસી હતો. એવો મોટો કુદકો મરાય કે કેમ તે પણુ આપણુને સમજાય નહિ. પણુ ટુંકામાં તેમનામાં જોર ઘણું હતું. એટલે તેઓ કુદકો મારીને જઇ શક્યા. ત્યાં તેઓ દરીઆના કિનારા પરજ પડ્યા. આ કિનારા પર બેટ લંકાના રાજા રાવણે ચોકી મૂકી હતી. રાવણુ બહુ ઘાતકી રાજા હતો. વળી તે બહુ જોરાવર પણુ હતો. તેણે ઘણુા ઘણુા રાજાઓને હરાવેલા. અરે, સ્વર્ગમાંના દેવો પણુ તેનાથી ડરીને ધ્રૂજતા. તેમાંના કેટલાકને તો એણે પોતાના નોકર કરીને રાખ્યા હતા. એવો એ જોરાવર રાવણુ હતો. પોતાની રાજધાનીની આસપાસ તેના જેવો રાજા ચોકી તો રાખેજ ની! આ ચોકીઆતો સાથે હનુમાનજીને લડવું પડ્યું. તેમાં શરૂઆતમાં તો કિનારા પરજ સિંહિકા

નામની સ્ત્રી સાથે તેમને લઢવું પડ્યું. એ સિંહિકા બહુ ભયંકર રાક્ષસી હતી. છતાં હનુમાનજી તેનાથી ગાંજ્યા જાય તેમ નહોતું. તેમણે તેને જોતજોતાંમાં મારી નાંખી. ત્યાર પછી થોડે દૂર બીજા કેટલાક રાક્ષસો સાથે તેમને ભેટો થયો. પોતાના અપાર બળ વડે હનુમાને તે બધાને ઠાર કરી નાંખ્યા.

(૯)

ત્યાર પછી તેઓ ગુપચૂપ લંકામાં પેઠા. પણ આવડી મોટી લંકાનગરી! તેમાં સીતાજીને ખોળી કાઢવાનાં. વળી આગળ કોઈ વાર જોયલાં પણ નહિ. એટલે કામ કપરૂં તો ખરૂંજને? કહે છે કે તે વેળા લંકાનગરીનો ઘેરાવો ત્રણસો ગાઉ હતો ને કુલ તેમાં એકવીસ કરોડ તો ઘર હતાં. એ વાત કંઈ મનાય તેવી નથી. આજે દુનિયામાં સૌથી મોટું શહેર લંડન ગણાય છે. તેમાં પણ પૂરી એક કરોડની વસ્તી નથી. તો આ તો એકવીસ કરોડ ઘર એટલે લગભગ ૬૦–૭૦ કરોડ માણસ ગણાય! અધધધધ! આવડા મોટા શહેરમાં તો હનુમાનજી પણ ભૂલા પડે. પણ તેઓ કંઈ એવા અધીરા નહોતા. તેમને તો પોતાનું કામ પાર ઉતારવું હતું. ધીમે ધીમે તપાસ કરતાં તેઓ ચાલ્યા. કેટલાક મહેલો આગળ તપાસ કરી પણ ત્યાં સીતા હોય એમ લાગ્યું નહિ.

છેવટે તેઓ અશોક બાગમાં આવી લાગ્યા. તરત તેમને થયું કે હાં! આ બાગમાંજ સીતા હશે. પેલા સંપાતિએ આનીજ નિશાની આપી હતી. એમ વિચાર કરી આખા બાગમાં જે ઉંચામાં ઉંચું ઝાડ લાગતું હતું, તેના પર કુદકો મારીને પડ્યા. એમનો હેતુ એવો, કે એ ઝાડ પરથી આખા બાગ પર નજર પડશે અને જે કંઈ હશે તે જણાઈ આવશે. ઝાડ તળે કેટલીક સ્ત્રીઓ બેઠેલી હતી. આ સ્ત્રીઓમાં એક વચ્ચે હતી તે બહુજ રુપાળી, ગોરી અને ભલી લાગતી હતી. આસપાસ બીજી બધી કદરૂપી સ્ત્રીઓ બેઠી હતી તે રાક્ષસી જેવી દેખાતી હતી. પેલી ભલી સ્ત્રીનું શરીર સુકાઈ ગયેલું હતું. હનુમાનજીને લાગ્યું કે આ બાઈજ સીતા હશે. અને પેલી કદરૂપી રાક્ષસીઓ પહેરો ભરતી હશે. જેમ જેમ તેઓ બારીકીથી જોવા લાગ્યા, તેમ તેમ તેમની ખાતરી થતી ગઈ. વળી તેઓ ચાલાક તો હતાજને ? એટલે જે ઢબ-છબથી પેલી કદરૂપીઓ બોલતીચાલતી હતી તે પરથી તેઓ બધું સમજી ગયા. એટલામાં એક રાક્ષસી બોલી ઉઠી: અલી સીતા! તું તારા મનમાં શું સમજે છે? અમારો રાવણ રાજા કંઈ જેવો તેવો નથી. તારા રામ કરતાં તે બહુ રૂપાળો હોંશીઆર અને જોરાવર છે. અને તારે તેના કબજામાં રહેવુંજ પડશે, વગેરે. તે આમ બોલતી હતી તે સાંભળીને હનુમા-



જય બજરંગ ] અશોકવનમાં સીતા. હનુમાનજી છતા થાય છે. [ ગાંડીવ

જીએ દાંત પીસ્યા. તેમને આ સાંભળી ઘણો ગુસ્સો આવ્યો. પણ હાલ તે ગુસ્સો બતાવવામાં લાભ જેવું નહોતું. હાલ તો ચુપચૂપ સીતાની મુલાકાત લઈ તેને ધીરજ આપવાની હતી. એટલે પેલી કદરૂપી કાળકાઓ ત્યાંથી દૂર જાય તેની વાટ જોતા તે બેઠા. થોડીવારે તેમનું ધાર્યું બન્યું. એક ઉપરી જેવી દેખાતી રાક્ષસી આવી અને પેલી બધીઓને ધમકાવવા લાગીઃ કેમરે અલીઓ! તમે સીતાને કેમ દુઃખ દો છો! ચાલો, નીકળો અહિંથી. બારણે જઇને બેસો. એને નિરાંતે વિચાર કરવા દો. વિચાર કરશે ત્યારેજ એને બધી સમજ પડશે. એમ કહી તેણે બધીઓને હાંકી કાઢી. તેઓ જઇને છેક બહાર, બાગને દરવાજે બેઠી. પછી તે ઉપરી પણ થોડીવાર સીતા સાથે બેસીને ચાલી ગઈ. એટલે હનુમાનજીને થયું કે હાં! હવે મારો લાગ આવ્યો છે. ધીરે રહીને એક ઝાડ પરથી બીજે ને બીજેથી ત્રીજે કુદતા તેઓ પેલા સીસમના ઝાડ પર ગયા. વાંદરા થવું મઝાનું તો ખરૂં, નહિ? વાંદરાઓને ઝાડે ઝાડે કુદવાની કેવી મજા આવતી હશે? વળી કેરી ને બોર ને જાંબુડા ને જમરૂખ ખાવાની લહેજત પણ આપણા કરતાં તેમને વધારે. ને જંગલમાં છૂટું ફરવાનું. હશે. વાંદરા તો થવાય કે નહિ થવાય, પણ હનુમાન જેવા પરાક્રમી તો થઈ શકાય. તેજ

થવાને તમે મહેનત કરજો, એટલે બસ છે.

(૧૦)

સીસમના ઝાડ પર આવીને હનુમાન સીતા શું કરે છે તે ગુપચુપ જોવા લાગ્યા. એ ભલી બાઇ પોતાના ધણી રામને સંભારી સંભારીને રડતી હતી તેમજ અહિં આવી પડ્યાથી પોતે કેવી દુઃખી થઈ પડી છે તે વિચારી આંસુ પાડતી હતી. ઘણીવાર સુધી તેણે એમ રડયા કર્યું. આખરે તે એકદમ રડતી બંધ પડી. જાણે તેણે કંઇ નવોજ વિચાર કર્યો હોય એમ જણાયું. તરત તેણે પોતાનો ચોટલો છોડ્યો. અને તેની મદદથી ગળે ફાંસો નાંખવા માંડયો. ટુંકમાં તેણે આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો. આ જોઈ હનુમાન ગભરાયા. તેમને થયું કે હવે મારે છતા થવું જોઇએ. નહિ તો મારૂં કર્યું કારવ્યું ધૂળ મળશે. તેમણે તુરત શ્રીરામ વિષે એક ગીત પોતાને આવડતું હતું તે ધીમે સુરે ગાવા માંડયું. તે ગીતમાં રામના બધાં પરાક્રમો વર્ણવેલાં હતાં. અને હનુમાનજી તે મીઠે સુરે ગાતા હતા. તે સાંભળતાંજ સીતા એકદમ શાંત થઇ ગઇ અને તેણે ફાંસો કાઢી નાંખ્યો અને સાંભળવા લાગી. પછી થોડીવારે બોલીઃ આ કોણ ગાય છે? જે હોય તે અહિં આવો. તે સાંભળી, આસપાસમાં કોઈ નથી એમ જોઇ હનુમાનજી નીચે ઉતર્યાં અને

સીતાને પગે લાગ્યા. આ તો કોઇ વાંદરું છે એમ જાણી સીતાને વળી નવીજ બ્હીક લાગી. રાવણ રાજા બહુ બદમાશ હતો. તે જાત જાતની જુક્તિઓ કરતો, અને વેશધારીઓ મોકલતો. સીતાને ફસાવવા માટે તે કંઇ કંઇ સ્વાંગ ભજવતો. વખતે આ પણ તેવુંજ તરકટ હોય એમ સીતાને લાગ્યું, અને તે બોલી: અરે રાવણ! તું મને જુદે જુદે વેશે આમ શા માટે છેતરે છે? હું તારૂં તોફાન સમજી ગઈ છું. અ રે અલ્યા વાંદરા! હું જાણું છું કે તું રાવણનો જાસુસ છે. આ સાંભળી હનુમાનજીએ ધીરેથી કહ્યું: દેવી! હું રાવણનો જાસુસ નથી. હું તો રામનો નોકર છું અને તમે ક્યાં છો તેની ભાળ કાઢવા નીકળ્યો છું. જુઓ મારી નિશાની. આ વીંટી રામની ખરી કે નહિ? એમ કહી તેમણે પેલી વીંટી આપી. ત્યારે સીતાનો ગુસ્સો શાંત પડ્યો. તેણે મ્હોં મલકાવ્યું. પોતાના વરની વીંટી તેને પ્યારી તો લાગેજ ને? તેણે લઇને તે છાતી સાથે દાબી. પછી હનુમાનને તેણે રામ વિષે બધી વિગત પૂછી. રામ ક્યાં છે? શું કરે છે? મને ક્યારે છોડાવશે? હું બહુ દુઃખમાં છું. વગેરે વાતો તેણે કરી. હનુમાને તેને ધીરજ આપી. હું અહિંથી ફરૂં એટલે રામ આવ્યાજ સમજો. હવે તમારા દુઃખનો છેડો આવ્યો છે. રાવણની સાથે લઢીને રામ તેને જરૂર

મારી નાંખશે. પછી તમને છુટાં કરશે. માટે તમે જરા ધીરજ રાખજો, વગેરે દિલાસો આપ્યો. પછી ચોક્કસ ભાળ મળ્યાની નિશાની તરીકે સીતા પાસે એક મણિ હતો તે માંગી લીધો. આ મણિ તે ચોટલામાં રાખતી હતી.

(૧૧)

પછી હનુમાનજીને થયું કે આ કામ તો પત્યું. હવે પાછા ફરવામાં કંઈ વાંધો નથી. પણ તુરત તેમને એક બીજો વિચાર આવ્યો. આટલે દૂર આવ્યા છીએ તો રાવણને જરા હાથ બતાવવો તો જોઇએ. આમ વિચાર કરી તેમણે તો યાહોમ કરી ઝંપલાવ્યું. અશોક બાગમાં જેટલાં ઝાડ હતા તે બધા મૂળમાંથી ખેંચીખેંચીને પાડી નાંખવા માંડયાં એ જોતાંજ પેલી ભયંકર પહેરેગીરણો દોડી આવી અને તેની સામે ધસી ગઈ: એઇ વાંદરા! તું આ શું કરે છે! પણ હનુમાન તો સાંભળે શાના? તેમણે તો એ બધીઓને ઝાડે ઝાડે ઝુડી કાઢી અને મારી નાંખી. એ વાત તરત બીજાઓને કાને પહોંચી. રાવણના લશ્કરના માણસો તરત દોડી આવ્યા. પણ હનુમાનજી આગળ કોનું જોર ચાલે! એક તો તેઓ અમર, એટલે કોઇ તેને મારી શકે નહિ. વળી તેમનું શરીર વજ્જર જેવું—લોખંડથીયે સખત. એટલે તેમને કશું વાગે પણ નહિ. તેમણે એવા ઘણાએ રાક્ષસડા-

ઓને ધૂળ ચાટતા કરી દીધા. અને પછી રાવણના એક મહેલને પણ તોડી પાડયો. આ બધી વાતની રાવણને ખબર પડી એટલે તે મુંઝાયો. પોતાના છોકરા અક્ષયકુમારને તેણે મોટા લાવલશ્કર સાથે મોકલ્યો. અક્ષયકુમારને બહુજ અભિમાન હતું કે મારા જેવો શૂરવીર કોઇ નથી. તેનું અભિમાન ગયું તો ગયું પણ જીવ પણ ગયો. હનુમાનજીએ બધાને ઠાર કરી દીધા. આ બધી વાતો ન મનાય તેવી લાગે છે. પણ એ બધું એમનું જોર કેટલું હતું તે બતાવે છે. અક્ષયકુમાર મૂઆ કેડે મેઘનાદ નામનો રાવણનો પાટવી કુંવર હતો તે લઢવા આવ્યો. તેની તો હનુમાનજીએ જબરી ફજેતી ઉડાવી. તેને ઝડપમાં લઈ તેનાં લુગડાં કાઢીને ફેંકી દીધા અને નાગો કરીને એક ગુફામાં ગોંધી દીધો. ગુફાનું બારણું હતું ત્યાં એક એવો જબરો પહાડ મૂકયો કે કોઇથી તેને તસુ પણ ખસેડી ન શકાય. પહાડોના પહાડો ઉંચકવાની એમનામાં શક્તિ હતી. આગળ ઉપર પણ તેમણે પોતાના એ જોરનો ઉપયોગ કર્યો છે. મેઘનાદને આમ ગોંધી દીધો, ત્યારે રાવણની અકળામણનો પાર રહ્યો નહિ. તે એકદમ બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માને તેણે પોતાને ત્યાં રાખેલા હતા. બ્રહ્માજીએજ આ બધી દુનિયા બનાવી છે એમ કહેવાય છે. તેમનું કહેવું માન્યા વિના હનુમાનને ચાલે તેમ

ન્હોતું. ઘરડાંને કંઈ માન આપ્યા વિના ચાલે? રાવણને પોતાના તરફથી એક હથીઆર આપ્યા પછી બ્રહ્માએ આવીને હનુમાનને કહ્યું કેઃ ભાઈ હનુમાનજી! તમે પકડાઈ જજો. નહિ તો મારૂં માન જશે. એકવાર પકડાઈ ગયા પછી પાછા ગમે તે તોફાન કરજો. છૂટીને નાસી જજો. પણ એક- વાર પકડાજો ખરા.

(૧૨)

ઠીક ભાઈ, એમ તો એમ. હનુમાનજીએ વિચાર કીધો કે પકડાઈશું તોયે રાવણ મારી તો શકવાનો છેજ નહિ. ત્યારે લાવને, થોડી વધારે ગમ્મત કરીએ. એમ વિચારી બ્રહ્માજીના હથીઆર વડે તેઓ પકડાયા. રાક્ષસો તેને રાવણની સભામાં લઈ ગયા. રાવણ એક ઉંચા સિંહાસન પર બેઠો હતો. હનુમાનજીએ એક કૌતક કર્યું. તેમણે પોતાના પુંછ- ડાનું ગુંચળું વીંટાળ્યું અને તેની બેઠક કરી. તેમનું પુંછડું એવડું લાંબુ ને મોટું હતું કે રાવણની બેઠક કરતાં તેમની આ પુંછડાબેઠક વધારે ઉંચી થઈ. બધા તો જોઈજ રહ્યા! આ તે કેવોક વાંદરો છે! રાવણે તેમને ખુબ ગાળો દીધી. રામને ખુબ ગાળો દીધી. પણ હનુમાનજી તો ચુપચુપ હસ્યાંજ કરે. એમ કોઈ મ્હોંડેથી થુંક ઉડાડે તેમાં તેમનું ગયું પણ શું?

એટલે રાવણુ કહેઃ અલ્યા વાંદરા ! એમ ખીખીખી કરી દાંત શું દેખાડે છે? એટલો બધો રોફ રાખે છે તો જોઉં, કહી દેની, તારૂં મોત શાથી છે, તે !

હનુમાનજીએ ડોકું ધુણાવ્યું: સાંભળ ઓ રાવણુ રાજા, હું તો મરવાનોજ નથી; સમજ્યો?

ઓહોહો ! શા ગપ્પાં મારે છે ! ભલભલા મરણુ પામે છે તો તું ન મરે એ બનેજ કેમ?

હનુમાનજીને એટલામાં એક ગમ્મતભરેલો વિચાર સૂઝયો. તેમને થયું કે રાવણુની ફજેતી ઉડાવવાનો આ લાગ ઠીક છે. તેઓ બોલ્યાઃ ત્યારે પૂછવાનુંયે શું હતું ? અમારૂં વાંદરાનું મોત તો વળી પુંછડામાં. બીજે કયાં હોવાનું હતું ? મારે પુંછડે દિવેલ લગાડી સળગાવી મૂકો એટલે હું બળી મરીશ.

રાવણુને અને તેના દરબારીઓને ગળે આ વાત ઉતરીઃ હાં હાં! એ ઉપાય બરાબર છે! ચલાવ, કોણુ છેરે? જાઓ, થોડાં ગોદડાં દિવેલમાં બોળીને લાવો. આ વાંદરાને જીવતો સળગાવી મૂકવાનો છે. ચોકીઆતો, જોજો, એ નાસી જાય નહિ.

(૧૩)

રાવણે તો એમ કરી ધમાલ મચાવી મૂકી. હનુમાનજીના લાંબા દોરડા જેવા પુંછડા પર મોટાં મોટાં દિવેલમાં

બોળેલા ગોદડાં વીંટાળવામાં આવ્યા. તમને થશે કે ગોદડાં દિવેલમાં કેમ બોળ્યા—ઘાસતેલમાં કેમ નહિ? ઘાસતેલમાં બોળ્યાં હોય તો જલદી સળગી ઉઠે. પણ ઘાસતેલ અસલના વખતમાં હતું નહિ. ઘાસતેલ જમીનમાંથી નીકળે છે અને તેના કુવાઓ તો હમણાં હમણાંજ જડવા લાગ્યા છે. આજથી ૬૦–૭૦ વરસ પર આપણા દેશમાં બધે દિવેલજ વપરાતું. પણ એ તો આડી વાત થઈ. પાછા મૂળ વાત પર આવીએ. હનુમાનજી તો આ બધો તાલ જોઈને હસ્યાજ કરતા હતા. ખૂબ ગોદડાં વીંટાળ્યા પછી રાવણના નોકરોએ ચકમક ઘસીને દેવતા પાડયો. ચકમક નામનો પથરો આવે છે. અસલના વખતમાં બે એવા પથરાને ઘસીને દેવતા પાડતા; હાલની માફક સહેલી ને સટ દિવાસળીઓ નહોતી. દેવતા પાડ્યા પછી ગોદડાં પર તેને મૂક્યો. ગોદડાં ધીમે ધીમે સળગવા લાગ્યાં. પણ ધુમાડો નીકળ્યા કરે. ભડકો થાય નહિ. બહુ બહુ પ્રયત્ન કર્યાં પણ કંઈ વળ્યું નહિ. એટલે હનુમાને કહ્યું: હું કહું તેમ કરો તો ભડકો થાય. બધા પૂછવા લાગ્યા: કહો, કહો! કેવી રીતે ભડકો થશે? એટલે હનુમાનજી કહેઃ રાંવણરાજા, તમે જાતે ફુંક મારો તો ભડકો થશે. રાવણને થયું કે લાવને, ફુંક મારી જોઉં. ભડકો થશે તો ઠીક છે, નહિ તો નુકસાન

શું જવાનું છે? એમ કરી તેણે ખુબ જોર કાઢી ફુંક મારી. એટલે ભપ્પ દઈને ભડકો થયો. પણ ઝાળ લાગવાથી એનાં દાઢી અને મૂછ બંને બળી ગયાં અને મોઢે કાળા ડાઘા પડ્યા! આથી તે કદરૂપો થઇ ગયો.

એક બાજુ ભપ્પ દઇને ભડકો થયો, અને બીજી બાજુ 'જય રામ'ની ગર્જના કરી હનુમાને કુદકો માર્યો, તે ગયા રાવણના મહેલના છાપરા પર. મહેલને તરત આગ લાગી. ત્યાંથી બીજે છાપરે કુદ્યા. ત્યાંયે આગ લાગી. એ આગ તો એમ ને એમ વધવા લાગી. હનુમાનજી તો વાંદરાભાઇ! પોતાનો વાંદરીઓ સ્વભાવ તેમણે બરાબર બતાવ્યો. આ છાપરેથી પેલે ને પેલેથી ત્રીજે એમ કરતાં કરતાં તેઓ આખી લંકા પર કુદી વળ્યા. આખા નગરમાં હો હો થઈ રહી, ઘરો બળવા લાગ્યાં. લોકોએ નાસાનાસ કરી મૂકી. બચ્ચાં બુચ્ચાં રડવા લાગ્યાં. ને રાવણ અને તેના દીકરાઓ તથા વગેરે સૌ ગભરાઇ ગયા. પણ કરે શું? હવે કંઈજ ઉપાય નહોતો. આખરે હનુમાનજીને થયું કે હવે બસ છે. એટલે કુદકો મારી દરીઆ કિનારે પડ્યા અને પુંછડું પાણીમાં બોળીને હોલવી નાંખ્યું. હનુમાનજીના આ પરાક્રમને લંકાદહન કહે છે. દહન શબ્દનો અર્થ સંસ્કૃત ભાષામાં બાળવું તે—એવો થાય છે.

(૧૪)

તે પછી, જે રીતે કુદીને ગયા હતા, તેજ રીતે કુદીને હનુમાનજી પાછા આ કિનારે આવ્યા. અને રામ પાસે ગયા. બધી વિગત કહી. સીતાના ચોટલામાંનો મણિ આપ્યો. રામની બધી બાબતની ખાતરી થઈ. પછી બધા ભેગા મળ્યા. રાવણ પર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો અને સુગ્રીવે લશ્કર ભેગું કરવાની પેરવી કરી. એણે ઢંઢેરો પીટયાથી લશ્કર તો જબરૂં મોટું તૈયાર થયું. વાંદરા અને રીંછ એમાં મુખ્યત્વે હતા. કહે છે કે એ લશ્કરમાં ૭૨ કરોડ રીંછ હતાં, અને વાંદરા અઢાર પરાર્ધ હતાં! લશ્કર બરાબર ભેગું થયું એટલે કૂચ શરૂ થઈ. રામ હનુમાનની ખાંધ પર બેઠા. લક્ષ્મણને અંગદે પોતાને ખભે બેસાડી લીધા. અને લશ્કર કુદાકુદ કરતું ચાલ્યું. વાંદરા તો વાંદરાજ ક્ની? તે વેળાએ આખો રસ્તો હોહાથી ગાજી ઉઠતો. વાંદરાઓની દોડાદોડથી ધરતી પણ ધધણી ઉઠે. એમ કરતાં કરતાં કેટલાયે ગાઉનો લાંબો રસ્તો કપાયો. અને છેવટે બધું લશ્કર દરીઆને આ કાંઠે આવી લાગ્યું. રાવણના જાસુસોએ રાજાને કાને વાત પહોંચાડી દીધી. રાવણને એક વિભિષણ નામે ભાઇ હતો. બંને વચ્ચે હમ્મેશ તકરાર ચાલતી. વિભિષણ ભલો, દયાળુ, ન્યાયી અને સીધા રસ્તાનો હતો. તેને

રાવણુનાં બધાં ટીખળતોફાન ગમતાં નહિ. આ વેળા પણુ તેણે રાવણુને કહ્યું કેઃ લઢાઈ કરવામાં સાર જેવું નથી. તું તારે રામને શરણે જા, સીતા સોંપી દે અને પગે લાગી તારો વાંક કબુલ કર. આવું સાંભળી રાવણુને ગુસ્સો ચઢયો અને વિભિષણુને બહાર હાંકી કાઢયો. તે સીધો રામ પાસે ચાલ્યો ગયો, અને તેના પક્ષમાં ભળી ગયો. રામે તેને કહ્યું કે રાવણુને જીત્યા પછી હું લંકાનું રાજપાટ તને સોંપીશ.

પછી આવડા મોટા લશ્કરને લઇ પેલે પાર કેવી રીતે જવું તે સવાલ ઉભો થયો. તે વેળા દરિયામાં ચાલે તેવા મોટાં વહાણુ બનતાં હશે તો ખરાં જ. પણુ કોણુ જાણે કોઇ લશ્કરી કારણુસર તે વાપરવાનું ફાવ્યું નહિ હોય. નળ નામના એક વાંદરાને ઇંજનેરી વિદ્યા આવડતી હતી. તેણે પુલ બાંધવાનું બીડું ઝડપ્યું, અને તડાકાબંધ કામ ચલાવ્યું. તેની મદદમાં બીજા વાંદરાઓ હતાજ. તેઓ ઝાડ, પાંદડા, પથરા, ને પહાડના પહાડ ઉંચકી લાવી નળ બતાવે તેમ નાંખતા ગયા. ઝાઝા હાથ રળીઆમણુા એ કહેવત તમે સાંભળી હશે. તે મુજબ પાંચજ દિવસમાં પુલ બંધાઇ રહ્યો. પછી પુલ પર થઇને આખી વાંદરસેના પેલે પાર ઉતરી અને ત્યાંજ કિનારા પર છાવણી કરી. હજુ રાવણુ માનતો હોય તો ઠીક છે, એમ વિચારી રામે અંગ-

હને મોકલી પૂછાવ્યું કેઃ ભાઇ, લડ્યા વિના સલાહ કરવી છે? પણ કંઇ વળ્યું નહિ; અને મોટી જબરદસ્ત લડાઈ શરૂ થઈ.

( ૧૫ )

આ લડાઇમાં હનુમાનજીએ બહુ ભારે ભાગ ભજવ્યો. રાવણ તરફથી તેના મોટા મોટા શૂરા સેનાપતિઓ, બહાદુર સરદારો, અને માનીતા મળતીયાઓ જોશભેર ધસી આવતા અને કાપાકાપી શરૂ કરતા. આ બાજુથી હનુમાન, સુગ્રીવ તેવોજ સામો જવાબ વાળતા. બંને બાજુથી હજારો સિપાઈઓનું લોહી રેડાતું. અલબત્ત, રાવણનું લશ્કર ગાંજ્યું જાય તેવું નહોતું. પણ આખરે તો રામની લડાઇ સાચની હતી, અને તેની જૂઠની હતી. તેથી એક પછી એક તેના દીકરાઓ, ભાઇઓ અને વજીરો મરાયા. અને છેવટે તે પણ હાર્યો અને કપાઈ ગયો. રામને લડાઈમાં જીત મળી. આ જીત મળવામાં હનુમાનજીનો હિસ્સો જેવો તેવો નહોતો. પણ તે વિષે ઝાઝું લંબાણ કરવું ઠીક નથી. એટલે બે ચાર દાખલા આપી તે ભાગ પૂરો કરીશું.

( ૧૬ )

એક વાત તો આ હતીઃ હનુમાનજીને જાસુસી કળા બહુ સરસ આવડતી. (આવડે છે કહીએ તો ચાલે, કેમકે

તેઓ હજુ જીવે છે) તેઓ જાતજાતના વેશ લેવામાં બહુ કુશળ. આથી તેઓ જુદા જુદા વેશ લઈ રાવણની રાજધાનીમાં પેસી જઈ જાતજાતની ખબરો લઈ આવતા. આમ રાવણ કેવી રીતે, ક્યાંથી ધસારો લાવવાનો છે તેની ખબર પડી જતી અને પૂરતી તૈયારી કરી શકાતી. વળી રાવણનો ઉત્સાહ કેવો નરમ પડે છે તે પણ જણાઈ આવતું અને તેથી રામને પણ ઉમંગ થતો. એટલે આ રીતે આ આખી લડાઈ હનુમાનજીએ જીતાડી આપી એમ કહીએ તો ચાલે.

અરે, એક વાર તો એવું બનેલું કે રાવણના શૂરા દીકરા મેઘનાદે (એનું બીજું નામ ઈન્દ્રજીત પણ હતું) એવો તો મારો ચલાવ્યો કે આખું લશ્કર ઘાયલ થઈને બેભાન બની ગયું. અરે, રામ લક્ષ્મણ પણ તેમાં બેભાન થવામાં સામેલ! માત્ર હનુમાનજી બચી ગયેલા, અને વિભિષણ. તેઓ બન્ને ગભરાયા. આ તો મોટી આફત! હવે કેમ કરવું? પણ વિભિષણને રસ્તો જડ્યો. તેણે હનુમાનજીને કહ્યું: જુઓ હનુમાનજી, આ આફત છે તો મોટી; પણ તેનો ઉપાય છે. આ બેભાનીમાંથી આ લોકોને ઉઠાડવા હોય સો અમુક ઓસડીયાં જોઈએ છે. તે ઓસડીયાં કેટલાક પાંદડાના રસમાંથી બને છે. પણ તે પાંદડાં કંઈ અહીં આસપાસમાં મળે તેવાં નથી. પાંદડાં બહુ અકસીર છે, અને તે

દ્રોણાચળ કરીને પર્વત છે ત્યાંજ ઉગે છે. બીજે કશે થતા નથી. કોઈ પણ રીતે એ પાંદડાંના વેલા અહિં લાવવા જોઇએ. હનુમાનજી કહેઃ પણ એવા વેલા લાવ્યાથી શું થાય? અહિં કાંઈ એક બે માણસ છે કે બે પાંચ દશ વેલા લઇ આવું તો ચાલે ! કહો તો આખો પહાડ ઉંચકી લાવું.

પણ અત્યારે સાંજ પડી છે. સ્હવાર પહેલાં તો આવવું જોઇએ.

તેમ તો તેમ. આખો પહાડ લાવવાને હું આ ચાલ્યો. એમ કહી હનુમાનજી તો ઉપડયા. કુદાકુદ, કુદાકુદ, કુદાકુદ. કેટલાક કહે છે તેમને ઉડતા પણ આવડતું, એટલે તેઓ ઉડીને ગયા. વખતે તેમ પણ હોય. તેમ ન હોય તો કુદીને તો ગયાજ હશેને! અને તેઓ કંઈ આપણા જેવા વેંતીયા નહોતા! બે મણ બોજો ઉંચકતાં આપણે થાકી જઇએ; તો આ તો મોટો પહાડનો પહાડ બશેર ચારશેર વજનનો હોય તેમ ઉંચકી લાવે. તેના કુદકા પણ હોય તો તેવાજને!

તેઓ ફાળ ભરતા ઠેઠ પહોંચ્યા પહાડ પાસે. પહાડને મૂળમાંથી ઉખેડી કાઢયો, અને ઉંચકી લીધો. અને જય રામ જય રામ પોકારતા લંકા પાસે પહોંચી ગયા. તે ઓસડીઆથી સર્વેને ભાન આવ્યું, અને પાછી લઢાઇ સરાણે ચઢી. વળી એકવાર રાવણના બાણથી લક્ષ્મણ જાણે મરેલા

જેવા થઇ ગયા હતા. ન બોલે કે ન ચાલે. શરીર પણ હાલે નહિ. તે વેળા પણ એ પર્વત આણવો પડેલો. ખરૂં જોતાં પર્વત આણવાની કંઇ જરૂર નહોતી. અમુક વેલાઓ લાવ્યા હોત તો ચાલત. પણ હનુમાનજીમાં એટલું બધું જોર કે પહાડ લાવવાનું પણ તેમને રમત જેવું લાગે. તે બીજી વેળા પાછા ફરતી વખત રસ્તામાં એક ઠેકાણેથી જતાં તેમને પગમાં એક બાણ વાગ્યું હતું. એ બાણ રામના ભાઇ ભરતે છોડેલું. તે એક પહાડ પર રહેતો હતો, અને પર્વત લઇને જતા વાંદરાને તેણે રાક્ષસ ધારેલો. હનુમાનજીને ઇજા તો થઇ. તેઓ ધારત તો ભરતને ચપટીમાં ચોળી નાંખત; પણ ના, તેઓ અસત્યે વરતે તેવા નહોતા. ભરતે કંઇ જાણી જોઇને બાણ માર્યું હતું? નહિજ. અને તેઓ ગમે તેમ પણ રામના ભાઇજ હતા. તો પછી અજાણતામાં તેમનાથી બાણ મરાઇ ગયું તેમાં શું? તેમનો હેતુ તો સારો હતો ને! એટલે તેઓ કંઇ બોલ્યા નહિ, અને જય રામ જય રામ પોકારતા જઇને છાવણી આગળ ઉભા રહ્યા. પછી એ પહાડમાંના ઝાડપાંદડામાંથી ઓસડીયા બનાવી પાયાં. એટલે લક્ષ્મણ ઉઠીને ઉભા થયા. કહે છે કે હનુમાનજી પેલા ડુંગરને તેના અસલી ઠેકાણે મૂકી પણ આવેલા.

(૧૭)

એક વખત એવું બન્યું કે રામ અને લક્ષ્મણ લશ્કર-માંથી ગુમ થઈ ગયા. બધા રીંછવાંદરોમાં હોહા થઈ રહી. ક્યાં ગયા, ક્યાં ગયા? એમ સૌ પૂછે. પણ જવાબ કોણ દે? બધાને થયું કે આ તો મરી ગયા. હવે લડાઈ જીતા-વાની નથી અને સીતાજી મળવાનાં નથી. અને આબરૂ આપણી જશે કે આવું મોટું રીંછવાંદરાનું લશ્કર હતું તેણે કંઈ મદદ કરી નહિ. એવામાં એક જણને એક નવો વિચાર આવ્યો. તેણે કહ્યું: અલ્યા ભાઈ, પેલો રાવણનો ભાઈ છે ને—પેલો વિભિષણ!—તેને આપણે પૂછો. તે કંઈ જવાબ દેશે. તેને બધી આંટીઘુંટીની ખબર હશે. એટલે બધા કહેઃ હા, ભાઈ હા, તેં એ વાત ખરી કહી. બધા વિભિષણ પાસે દોડ્યા. વિભિષણે થોડો વિચાર કર્યો. પછી એણે કહ્યું: નક્કી તો, ભાઈ, કોણ જાણે. પણ અહિરાવણ ને મહિરાવણ નામના બે ભાઈ છે. પાતાળમાં ઘણેજ દૂર રહે છે. એ બે રાવણના મામા છે. બહુજ જોરાવર. જાણે આખી દુનિયાને થરથર ધ્રુજાવે. તેઓ ઉંચકી ગયા હશે. તેમને ત્યાં કંઈ પત્તો લાગે તો લાગે. હનુમાનજીને એ કામ સોંપો.

એટલે બધા બોલી ઉઠ્યાઃ હા, હા હા. એ એમનુંજ કામ છે. એમના જેવું જોરાવર આપણામાં બીજું કોણ

છે ? કોઇજ નહિ. એજ એ બંને રાક્ષસડાને પૂરા પડશે. પછી હનુમાનજી તરફ ફરીને કહે: ચાલો હનુમાનજી ! હવે તૈયાર થઇ જાવ. એ અહિમહિને પકડી ઠાર કરો અને આપણા થરા રાજકુંવરોને પાછા લાવો. હનુમાનજી કહે: વારૂ, ભાઇ. જેવો હુકમ.

પછી વિભિષણને રસ્તો પૂછીને હનુમાનજી રસ્તે પડ્યા. રસ્તો બહુ કપરો. ઝાડીઓ અને ગુફાઓનો પાર નહિ. ઠામઠામ ચોકીઓ બેસાડેલી. એ ચોકી પર અહિમહિનાં નોકરો બેઠેલા. તેને હનુમાનજી એકેક લપડાકે સ્વધામ પહોંચાડતાજ જાય, અને આગળ દોડતા જાય. રસ્તે જતા એટલી ખબર મળી ખરી કે: રામ લક્ષ્મણ છે તો ત્યાંજ. વળી બીજી પણ વાતો સાંભળી, કે અહિમહિ કાળકા માતાના ખાસ ભગત છે. તેઓ રામ લક્ષ્મણને કાળકા માતા સન્મુખ મારી નાંખવા માંગે છે.—એ માતાને તેમનો ભોગ ધરવા માંગે છે. હનુમાનજીને આ ખબર પડી એટલે તેઓ ગૂપચૂપ જઇને કાળકા માતાના મંદિરમાંજ ભરાઇ ગયા. પછી ત્યાં જ્યારે રામ લક્ષ્મણને મારી નાંખવાને આણ્યા ત્યારે મોટી લઢાઈ થઇ. એ લઢાઇને અંતે હનુમાનજી જીત્યા; અને રામ લક્ષ્મણને પાછા લઇ આવ્યા.

વળી રાવણનો છોકરો મેઘનાદ કરીને હતો. આ મેઘ-

નાદને હરાવનાર લક્ષ્મણ. પણ હનુમાન હોય નહિ અને મેઘનાદ (ઈન્દ્રજીત) જીતાય નહિ. ટુંકામાં લક્ષ્મણને ઘણીજ સારી મદદ કરેલી.

(૧૮)

આવાં આવાં અનેક પરાક્રમો હનુમાનજીએ કરેલાં. યુદ્ધ શરૂ થયું, ત્યારથી તે પૂરૂં થયું ત્યાં સુધીમાં તેમણે કંઈ કંઈ બહાદુરીઓ બતાવેલી. આથી જ્યારે લડાઈ પતી ગઈ ત્યારે રામે તેમને બહુજ શાબાશી આપી. રામ મનમાં સમજતા હતા કે બધો જશ હનુમાનજીને છે.

પછી બધું શાંત પડયું એટલે વિભિષણને રીતસર ગાદીએ બેસાડયો. સીતાને સાથે લીધી અને રામ પોતાના બાપની રાજધાનીમાં ગયા. તે અયોધ્યાના રાજકુંવર હતા. ચૌદ વરસ થયાં તેઓ ત્યાંથી બહાર નીકળી ગયેલા. તેમની સાવકી મા કૈકેયી કરીને હતી તેની ચઢાવણીથી તેના બાપે તેમને કાઢી મૂકેલા અને કહ્યું હતું કે તું ચૌદ વરસે જંગલમાંથી પાછો આવજે. હવે ચૌદ વરસ પૂરાં થયાં હતા એટલે રામ ત્યાં ગયા. દરમ્યાન એના બાપ મરી ગયા હતા. રામ પાટવીકુંવર હતા, એટલે પાછા આવીને તેઓજ ગાદીએ બેઠા.

હવે, ખરૂં જોતાં હનુમાનજીનું કંઈ રામને ખાસ કામ

સ્હું નહોતું. પણ બંને વચ્ચે બહુ પ્રેમ જામ્યો હતો. આથી રામે તેમને પોતાને ત્યાંજ રાખ્યા. હજુરી કહો કે પ્રધાન કહો. જે કહો તે. પણ હનુમાનજીનું માન બહુજ ગણાતું. કેમકે તેઓ હંમેશા રામની નોકરી વફાદારીથી કરતા. રામ તેમને ઘણી વાર કહેતા કે હનુમાન, તું હવે પરણી જાય તો સારૂં. સીતા પણ ઘણી વાર કહેતી કે મા[illegible] માટે એક નવી દેરાણી લાવો. પણ હનુમાનજી ડોકું ધુણાવે ને કહેઃ ના રે ભાઇ, હું એવી પીડામાં પડવાનો નથી. મારે એ પંચાત શા માટે જોઇએ? હું પરણું તો પછી તમારી સેવા ચાકરી મારાથી બરાબર થાય નહિ. ઘરની જંજાળમાં મારૂં શરીર અડધું થઈ જાય. આટલું જોર પણ રહે નહિ. માટે એ તોફાન તો જોઇએજ નહિ. આમ કહી તેઓ બંનેને સમજાવી દેતા.

(૧૯)

રામ પર તેમને બહુ પ્રેમ હતો. તેઓ તેને ભગવાન પેઠેજ પૂજતા. અરે, એટલે સુધી કે રામ શિવાય કોઇ વસ્તુનો જાણે તેમને વિચારજ ના હોયને! એનો એક દાખલો જાણવા જેવો છે. અયોધ્યામાં આવ્યા પછી સીતાએ એક હાર હનુમાનને ભેટ આપ્યો. એ હારમાં મોટાં મોટાં રૂપાળાં મણિ હતાં. સીતા જાણે કે હનુમાનજી પહેરશે અને

શોભાયમાન દેખાશે. પણ હનુમાને તો એકેક હાણો દાંત વડે ભાંગીને ફેંકી દેવા માંડયો. બધા હાજર હતા તે હસી પડયાઃ આખરે વાંદરો તે વાંદરો! તેને મોતી માણેકની શી કિંમત? એમ તેમણે ધાર્યું. સુગ્રીવે તો તે કહી પણ બતાવ્યુંઃ મેર મૂરખા! આવો રૂપાળો હાર દેવીએ આપ્યો તે તોડી શું નાંખ્યો? એ સાંભળી હનુમાને જવાબ દીધોઃ તમે ધારો છો એવો મૂરખ હું નથી. મને તો જે ચીજમાં રામ હોય તેજ ચીજ ગમે. આ મણકાઓને મેં તોડી જોયા. તેમાં રામ હોય એમ લાગ્યું નહિ, એટલે ફેંકી દીધા.

ઓહોહો! ત્યારે આ તારા શરીરમાં તો રામ બધે ભરેલાજ હશેને! એમ કહી સુગ્રીવે હનુમાનની મશ્કરી કરી. તેને લાગ્યું કે આ હનુમાનજી રામની ખુશામત કરે છે. રામનો વ્હાલો થવા માટે આ બોલે છે; બાકી અમથી શેખી છે. તે આમ વિચાર કરે છે એટલામાં તો હનુમાનજીએ કૌતુક કર્યું. તેમણે પોતાનો પંજો મારી પોતાની છાતી ચીરી નાંખી! બધાએ જોયું તો અંદર બધેજ રામ—રામ—રામ એમ લખેલું હતું! બધા અજાયબી પામ્યા ને દાંતે આંગળી કરડવા લાગ્યા. ટુંકામાં રામ પર હનુમાનજીનો પ્યાર બહુજ હતો. છાતી તો પાછી સાજી થઇ ગઈ. પણ સાથે સૌની ખાતરી થઈ કે નહિ, હનુમાનજી જેવો રામનો

ભગત કોઈ બીજો નહિ હોય !

(૨૦)

એ પ્રમાણે હનુમાનજી રામ પાસે રહ્યા. રામનું રાજ્ય ઘણો લાંબો વખત ચાલ્યું. તે દરમ્યાન હનુમાનજી રામનો બધો વહીવટ કરતા. કેટલેક વરસે રામે એક મોટો યજ્ઞ કર્યો. એ યજ્ઞનું નામ અશ્વમેધ યજ્ઞ. તેમાં એવું, કે જે રાજા યજ્ઞ કરતો હોય તે એક ઘોડો છૂટો મૂકે. ઘોડાની પાછળ લશ્કર જાય. જો કોઇ બીજો રાજા કે સરદાર એ ઘોડો બાંધે તો તેની સાથે પેલું લશ્કર લડાઈ કરે અને તેને હરાવે. હરાવીને ઘોડો પાછો લે અને આગળ ચાલે. એમ કરતાં કરતાં બધા રાજાને જીતીને લશ્કર પાછું આવે ત્યારે યજ્ઞ ચાલુ થાય. રામે આ યજ્ઞ કર્યો તેમાં પણ હનુમાનની બહુ મદદ હતી. ઘોડાને લીધે પાર વિનાની લડાઇઓ થઈ. આમાંની કેટલીક લડાઇઓ તો હનુમાનને લીધેજ જીતાયેલી.

હવે આ અશ્વમેધ કર્યો તે પહેલાં રામે સીતાને જંગલમાં રહેવા મોકલ્યાં હતાં. સીતાનો ખરૂં જોતાં કંઈ વાંક નહોતો. છતાં રામે તેને કાઢી મૂકેલાં. એનું કારણ એવું હતું કે અયોધ્યા શહેરનો એક ધોબી સીતાને માટે કંઈ ભાંડુંઘેલું બબડેલો. તે પરથી રામને એમ થયું કે રાણી પર પ્રજાને પ્યાર નથી; અને હું રાજા છું તો મારે પ્રજાનું

ભલું કરવાનુંજ ધ્યાનમાં રાખવું જોઈએ. જો રાણી પર લોકોને વિશ્વાસ નહિ હોય તો ભલે હું દુઃખ ભોગવીશ ને રાણી છો જંગલમાં રહે. આમ કરી તેમણે સીતારાણીને જંગલમાં મોકલી દીધેલાં. ત્યાં સીતા એક ઋષિ પાસે રહેતાં હતાં. સીતાને બે છોકરા ત્યાંજ થયેલા. તેમનાં નામ લવ અને કુશ. આ છોકરાઓ બહુ હોંશીઆર, ચાલાક અને બળવાન હતા. રામનો અશ્વમેધનો ઘોડો તેમણે બાંધ્યો. પછી તેઓ રામના લશ્કર સાથે ખૂબ જોરથી લડ્યા. તેમનામાં એટલું બધું જોર હતું કે ખુદ આપણા હનુમાનજી પણ હાર્યા અને પકડાઈ ગયા. ખરી વાત એ હતી કે હનુમાન હારે તેમ નહોતું. પણ રામનાજ બે છોકરા; તેમની સામે લડાઈ થઈ. હવે તેને મારી તો કેમજ નંખાય? એટલે હનુમાને લડાઈમાં બહુ જોર અજમાવ્યુંજ નહિ. ઢીલું ઢીલુંજ લડ્યા કર્યું અને આખરે પકડાઈ ગયા. તેમને પકડીને બાંધીને લવકુશ સીતાજી પાસે લઈ ગયા. પણ સીતાજીએ તો તેમને તુરત છોડાવી મૂક્યા. હનુમાનજી પણ ગળગળા થઈ ગયા. સીતાજી તો રડીજ પડ્યાં. રામે સીતાને આમ જંગલમાં રાખ્યા તે હનુમાનને બિલકુલ પસંદ નહોતું પડ્યું. પણ શું કરે? રામ આગળ તે કંઈ બોલી શકેલા નહિ. પણ અશ્વમેધનો ઘોડો ફરી રહ્યો ત્યારે

હનુમાનજીએ જઈને રામને વિનંતિ કરી અને રાણીને પાછાં તેડાવવાનું કહ્યું. વાલ્મિકી નામના ઋષિ હતા. જંગલમાં તેમનીજ ઝુંપડીમાં રાણી રહેલાં. તેમણે પણ રામને કરગરીને કહ્યું કેઃ રામ, આમાં તારી ભૂલ છે. સીતાનો વાંક નથી. એક ધોબી બબડે તેથી કંઈ આખી પ્રજા બબડે છે એમ કહેવાય નહિ. માટે તું તેને પાછી તેડ. બંનેએ મળીને બહુ બહુ કહ્યું ત્યારે રામે માન્યું.

(૨૧)

રામને હનુમાન માત્ર શેઠ નહોતા ગણતા. તેમને ગુરૂ પણ ગણતા. રામ પણ હનુમાનને પોતાના નાના ભાઈ પેઠેજ ગણતા. રામ બહુ જ્ઞાની હતા. એક વાર હનુમાનજીને તેમણે બધું જ્ઞાન સમજાવેલું. ત્યાર પછી રામ લક્ષ્મણ વગેરે તો વખત જતાં સ્વર્ગે સંચર્યા. પણ હનુમાનજી તો અમર; એટલે પૃથ્વી પરજ રહ્યા. રામની સાથેનાં તેમનાં પરાક્રમો ઉપર આવી ગયાં. તે પછી ઘણાંક વરસ કેડે પાંડવો અને કૌરવો થયા. આ પાંડવોમાં ભીમ બહુ જબરો હતો. તેને પોતાના જોરનું અભિમાન હતું. તે મનમાં ધારતો કે મારા જેવો જોરાવર દુનિયામાં કોઈ નથી. પણ એક વાર તેનો અને હનુમાનનો ભેટો થયો, ત્યારે તેનો અહંકાર પૂરો થઈ ગયો. એક તળાવમાં કમળો હતા તે ભીમને લેવા હતા.

તળાવના રસ્તા પરજ હનુમાનજી પડયા હતા. ભીમે કહ્યું: અલ્યા વાંદરા, ખસી જા. રસ્તો મૂક. એટલે હનુમાનજીએ હસતાં હસતાં કહ્યું: મને પુંછડે પકડીને ખસેડી મૂકો એટલે તમારો રસ્તો મોકળો થઈ જશે. ભીમે જોર કાઢીને પુંછડું ઉંચકવા માંડયું. પણ તેનાથી તે જરા પણ ખસેડાયું નહિ. જ્યારે તે ઠંડો પડી ગયો અને પોતાની હાર કબુલ કરી ત્યારે હનુમાન ખસ્યા. એવા તેઓ જોરાવર હતા. એક વાર ભીમના નાના ભાઈ અર્જુનજી સાથે પણ એવીજ શરત હનુમાનજીને ચાલેલી. અર્જુને બાણનો પુલ બનાવ્યો. હનુમાનજી કહે: હું ભાંગી નાંખું. એમ કહી ધડીમ લઇને તે પર કુદીને પડયા; ને તેના ચુરેચુરા કરી નાંખ્યા. બે વાર એમ કર્યું. પણ ત્રીજી વાર કૃષ્ણે મદદ કરી એટલે હનુમાનજી હારી ગયા. ત્યાર પછી અર્જુનજી જ્યારે પોતાનું ગાંડીવ નામનું ધનુષ ચઢાવી પહેલું બાણ છોડે ત્યારે હનુમાનજી આવી તેના રથ પર બેસતા. મહાભારતની મોટી લઢાઈ થઈ તેમાં પણ હનુમાનજીએ એક બે વાર ખાસ મદદ પાંડવોને કરેલી.

(૨૨)

એવા જોરાવર હનુમાનજીનું આ ચરિત્ર તમે વાંચ્યું. હનુમાનજી હજુ જીવે છે એ વાત તમે માનો કે નહિ માનો. પણ એટલું ખચ્ચસ કરી જાણવું કે જેને લાંબુ જીવવું

હોય તેણે જોરાવર થવું જોઇએ. અરે, લાંબુ કે ટુંકું જીવવું હોય તેનો સવાલજ નથી. જેને મંદુડીયા ન રહેવું હોય, હાલતાં ચાલતાં ધપ્પા ન ખાવા હોય અને પોતાનો માન મરતબો જાળવવો હોય તેણે કસરત કરીને પણ ખૂબ બળવાન થવું જોઇએ. કસરત કરવાને માટે રોજ અખાડે જવુ જોઇએ. ત્યાં દંડ બેઠક કરવાં જોઇએ. દરેક અખાડામાં હનુમાનજીની છબી હોય છે; કેમકે હનુમાનજીમાં જેટલું જોરૂ હતું તેટલું કોઈનામાં નહિ, એટલે અખાડાવાળા બધા હંમેશ હનુમાનજીને યાદ કરે છે. તેમના જેવા જોરાવર થવાને મહેનત કરે છે ત્યારે થોડા ઘણા પણ તેઓ બળવાન અને મજબૂત બને છે. તમે રામમૂર્તિનું નામ સાંભળ્યું હશે. તે એક મોટા મલ્લ છે. તે આખી દુનિયામાં નામીચો છે, અને બહુ જોરાવર ગણાય છે. તે કેવી રીતે જોરાવર બનેલો? અખાડામાં જઇ જઇનેજ. તમે પણ આ પરથી એ વાત ધ્યાનમાં રાખજો. અને આજથી અખાડામાં જવાનું નક્કી કરજો. ત્યાં જઇને ત્યાંના કસરતીઆઓની સાથે તમે પણ

જય બજરંગ

ના નામની ધૂન મચાવજો.

ગાંડીવ બાલોદ્યાનમાલા: પુષ્પ સાતમું

# બાળવિહાર (૧)

આ ચોપડી ખાસ વખણાઇ છે અને તેની બીજી આવૃત્તિ પણ બહાર પડી છે. એમાં વિજ્ઞાનના નિયમોને લગતી સરસ રસમય કથાઓ ચિત્રો સાથે આપેલી છે. બાળક જે હજારો સવાલો પૂછે છે તેના જવાબ એમાંથી મળી શકશે. દાખલા તરીકે સૂરજ કેમ બાળે છે, પૃથ્વી કેમ ફરે છે, ઘી પાણી કરતાં હલકું કેમ, છાપખાનામાં કેમ છપાય છે, બલુન કેમ ઉડે છે, ભમરડો, કનકવો, વગેરે વગેરે અનેક સિદ્ધાંતોની રસભર ગુંથણી કરવામાં આવી છે અને તેર ચૌદ વરસની ઉમ્મરનું એક પણ બાળક એ વાંચ્યા વિના ન રહે. એને વિજ્ઞાનનો શોખ જાગશે, કુદરતની લીલા સમજાશે, દુનિયામાં આગળ ધપવાની તાલાવેલી લાગશે. છ સાત ચિત્રો અને બોર્ડ પટીનું મજબૂત પૂંઠું રાખ્યું છે. કિંમત ૦-૧૨-૦ ટ. ખ. જૂદું.

અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલ છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલ છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.